# કાદયાની ધર્મની હકીકત

## અકીદા, ઈતિહાસ, દાવાઓ

☆ સંપાદક ☆

(મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી સા.

દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા

ઈદગાહ રોડ, ભરૂચ – ૩૯૨૦૦૧.

# ખત્મે નુબૂવ્વતની જરૂરત અને બરકતો

કુર્આન શરીફમાં અલ્લાહપાકે બે વસ્તુઓ ઉપર વિશેષ ધ્યાન દોરવ્યું છે.

[૧] ઈસ્લામ ધર્મનું કામિલ (સંપૂર્ણ) હોવુ તથા દીનની સઘળી તઅલીમનું મુકમ્મલ હોવુ. જેની ઘોષણા અને એઅલાન આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉપર વહીની સુરતમાં છેલ્લી હજમાં અરફાના મુબારક દિવસે અરફાતના મેદાનમાં જુમ્આ પછી કરવામાં આવ્યું. આજે મેં તમારા માટે તમારો દીન (ધર્મ) સંપૂર્ણ કરી દીધો. અને તમારા ઉપર મારી નેઅમતોને પરિપૂર્ણ કરી દીધી.

*[સૂરએ માઈદહ : આયત–૩]*

આ ઘોષણા મુજબ હવે ઈસ્લામમાં કોઈના તરફથી કોઈપણ પ્રકારનો વધારો–ઘટાડો કરવાની જરૂરત નથી. અને આયતે કરીમા **''ઈન્ના લહુલ હાફિઝુન''** અર્થાત્ હમે જ તેની સુરક્ષા કરવાવાળા છે. આ મુજબ તે કિયામત સુધી સંપૂર્ણ રીતે સુરક્ષિત રહેશે. માટે કોઈ નવી આસ્માની કિતાબ અને કોઈ નવા નબીની જરૂરત બાકી રહેશે નહીં.

[૨] અલ્લાહપાકે પોતાની સુરક્ષિત કિતાબમાં સ્પષ્ટપણે ચોખ્ખા શબ્દોમાં આપ ﷺના અંતિમ નબી હોવાની પણ ઘોષણા કરી આપી. અને આપ ﷺએ સંખ્યાબંધ સહીહ હદીષોમાં પોતાના અંતિમ નબી હોવાની સ્પષ્ટતા કરી દીધી. સાથે સાથે ઉમ્મતને ચેતવણી પણ આપી કે મારા પછી ત્રીસ માણસો જુઠી નબુવ્વતનો દાવો કરશે, તે બધા જ જુઠ્ઠા અને દજ્જાલ હશે. હાલાંકે મારા પછી કોઈ નબી આવશે નહીં. મારા ઉપર નબૂવ્વત અને રિસાલત ખત્મ કરવામાં આવી છે. અને ત્યારબાદ સઘળા મુસ્લિમોનું ઈમાન અને અકીદો રહ્યો કે, આપ ﷺ પછી કોઈ વ્યક્તિ કોઈપણ પ્રકારની નબૂવ્વતનો દાવો કરે, તેના વિશે વિચારવિમર્શની કોઈપણ જરૂરત બાકી રહેતી નથી.

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

ગુજરાતના અમુક અંદરના ગામડાઓમાં કાદયાની ધર્મપ્રચારકોએ ભોળાભાળા મુસ્લિમોને લાલચો આપીને પોતાના તરફ આકર્ષિત કરી હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની જગ્યાએ મિર્ઝા ગુલામ અહમદ કાદયાનીને પોતાના નબી માનવા રાજી કરી લીધા છે. આવી રીતે લોકોને ઈસ્લામથી વિમૂખ કરી કુફ્રનું ખુલ્લે ખુલ્લુ આમંત્રણ અપાય રહયું છે. થોડા મહિનાઓ પહેલા અમદાવાદ શહેરના બળવંતરાય હોલમાં કાદયાનીઓની એક બેઠક યોજાઈ ગઈ છે. અમદાવાદ, સુરેન્દ્રનગર અને કચ્છ જિલ્લામાં તથા ભૂજ અને અમદાવાદ શહેરમાં પણ કાદયાનીઓ ઘણા સક્રિય છે. ગુજરાતના મુસ્લિમોના બધા જ ફિરકાઓ માટે આ બાબત ઘણી જ અફસોસનાક છે. આશા છે કે આ બાબતને ગંભીરતાથી લઈ તેના વિશે પોતાની આજુબાજુના મુસ્લિમોને સજાગ—સભાન કરવામાં આવે.

દારૂલ ઉલૂમ માટલીવાલાના એક ઉસ્તાદ અઝીઝમ મૂફતી ઈકરામ પારખેતી સાહેબે આ બધા વિસ્તારોનો સ્વજાતે પ્રવાસ ખેડી ત્યાંની સત્ય હકીકતો રજૂ કરી છે.

તેઓ જણાવે છે કે, ગુજરાતમાં દિવાળીના સમયે સર્વધર્મ સમભાવનાના નામે અમદાવાદ શહેરમાં કાંકરીયા તળાવ સ્થિત બળવંતરાય હોલમાં કાદયાની મુબલ્લીગોએ અમુક ગેરમુસ્લિમ લીડરો સાથે મળીને એક સભાનું આયોજન કર્યું. અને તેમાં કાદયાનીયતનો ખુલ્લો પ્રચાર કરવામાં આવ્યો

તથા કાદયાની તફસીર બયાનુલ કુર્આન વહેંચવામાં આવી. વાત આટલેથી નથી અટકતી. જ્યારે હું તેના મૂળ સુધી પહોંચવા અમદાવાદ ગયો ત્યારે ઘણા જ આઘાતજનક હાલાત સામે આવ્યા.

હું જ્યારે અમદાવાદ પહોંચ્યો ત્યારે ખબર મળી કે ગોવીંદપુરા ગામ જે અમદાવાદથી પાંત્રીસ કિલોમીટર દૂર છે, કાદયાની થઈ ગયું છે. હું મારા સાથીઓ સાથે તે ગામમાં પહોંચ્યો. ત્યાં જોયું તો કોઈપણ કહેવાતો મુસલમાન અમને આવકાર આપવા તૈયાર ન હતો. અંતે એક છોકરાએ અમને ઈમામ સાહબના ઘરમાં બેસાડયા. આ ઈમામ એક કાદયાની મુબલ્લીગ છે. મૂળ રહેવાસી યુ.પી.ના છે. અમારા આગમનના સમાચાર સાંભળી તે પહેલેથી જ ઘર છોડી ચાલ્યા ગયા હતા. ઘરમાં જોયું તો કાદયાની કિતાબો વિખરાયેલી પડી હતી. અને બાજુના રૂમમાં એક ટી.વી. હતું. જેમાં દરરોજ કાદયાની પ્રોગ્રામો બતાવવામાં આવે છે. અને તેને જોવા સાંભળવા ગામ લોકો ભેગા થાય છે. તે છોકરાને અમે બેસાડી પુછપરછ કરી તો ખબર પડી કે, આ ગામમાં કુલ ૩૦ ઘર મુસલમાનોના છે. જેમાંથી ૨૯ ઘર કાદયાની થઈ ચૂક્યા છે અને એક ઘર મુસલમાન બાકી રહ્યું છે. જેનાથી કોઈને બોલચાલ નથી. બધા જ ઘરવાળા કાદયાનમાં થતા વાર્ષિક જલ્સામાં અચૂક હાજરી આપે છે. વધુમાં જાણવા મળ્યું કે, આખા ઈલાકાનો કાદયાની ઈન્ચાર્જ ફજલુર્રહમાન ભટ્ટી છે. જે અમદાવાદના નારોલ વિસ્તારમાં રહે છે. દર મહિને પગાર આપવા આવે છે. ત્યાંથી પાછા ફરી અમદાવાદ પહોંચ્યા.

બે–ત્રણ દિવસ પછી ખબર મળતા હીરાચંદનગર પહોંચ્યા. ત્યાંથી અમોને વધુ વિગત માટે વિરમગામ મોકલવામાં આવ્યા. ત્યાં જાણવા મળ્યું કે આ આખા ઈલાકામાં લગભગ અઢી વર્ષથી ગરીબ ગામડાઓમાં કાદયાની મુબલ્લિગો લોકોને મફત ઈમામત અને મફત તઅલીમનું નામ આપી ઘુસી ગયા છે. અને ગરીબીનો ફાયદો ઉઠાવી ભોળાભાળા મુસલમાનોને કાદયાની બનાવી રહ્યા છે. તેમની કામ કરવાની પધ્ધતિ એવી છે કે, તેઓ છુટાછવાયા ગામડાઓ અથવા દૂરદૂરના ગામડાઓમાં પહોંચે છે. ત્યાં જઈ ત્યાંના સરપંચ કે આગેવાનને અમુક રકમ આપી પોતાના તાબા હેઠળ લઈ લે છે. દર મહિને અમુક રકમ પણ ચૂકવે છે. જરૂર પડે ગાડી, મકાન બનાવી આપે છે. પછી તેના ઓથા હેઠળ ગામમાં રહેઠાણ–સ્થાનિકતા અપનાવે છે. મફત ઈમામત કરી લોકોનું મન મોહી લે છે. અને ધીરે ધીરે દિવસમાં કોઈ એક ટાઈમ નક્કી કરી તેમાં કાદયાની કિતાબનો હિંદી અથવા ગુજરાતી તર્જમો દીનના નામે વાંચી સંભળાવે છે. દરેકને ફોર્મ આપે છે. જે હકીકતમાં એક બયઅતનામું છે. જેમાં ફોર્મ ભરનાર માણસ તેમાં લખેલા અકીદાઓ પર સહી કરે છે. એ જ રીતે દિવસના કોઈ એક ટાઈમમાં મકતબના નામે નાના છોકરા–ઓને ભેગા કરી કાદયાની કિતાબોની તઅલીમ અપાય છે.

સુરેન્દ્રનગર જીલ્લાના લગભગ ૮૫ ગામો, ધંધુકા તાલુકાના ૨૭ ગામો તેમજ કાંઠા એટલે કે નળ સરોવરના ગામો કાદયાનીયતની અસર હેઠળ છે. ગામડાઓનું મરકજ "મૂળ બાવળા" નામનું ગામ છે. તેના સિવાય નાની કિશોલ,

મોટી કિશોલ, નાગળકા, ગાંફ, ફેડરા, છાપરી, વટવા તેમજ અમદાવાદ શહેરમાં અમુક ઈલાકામાં કાદયાનીયતનો અડ્ડો છે. સવાલ એ ઉભો થાય છે કે, તદ્દન વેરાન ગામોમાં કાદયાની મુબલ્લીગ શા માટે અને શી રીતે કામ કરે છે ? જવાબ તદ્દન સરળ છે કે, ગરીબી, અભણતા અને ભોળંપણનો ફાયદો ઉઠાવી, રોડ બનાવી આપીને, ગટર વ્યવસ્થા તથા લાઈટનો બંદોબસ્ત કરી દઈ, નવજુવાનોને ટીશર્ટ-પેન્ટ અને મોબાઈલ લાવી દઈ, રાત્રે પોતાના ઘરે નાસ્તા પાર્ટી યોજી જવાનોને ભેગા કરીને, પાણીના કૂવા ખોદી, મફત પાણીની વ્યવસ્થા કરી આપીને, મફત ભણાવવાની વ્યવસ્થા કરી આપીને, પોતાનો વગ વાપરી નોકરી અપાવીને, સામેથી પૈસા આપી મુસ્લિમ ઘરોની છોકરીઓને નિકાહમાં લાવીને, દોસ્તીઓ બાંધી દોસ્તીના નામે પોતાની ધાર્મિક કિતાબો વાંચવા આપીને, અભણ માણસોને અમુક અકીદાઓ વિશે ભોળવીને, મુસલમાન ફિરકાઓના આંતરિક મતભેદો બહાર લાવી તેમનાથી વિખુટા પાડીને તેમજ મિર્ઝા ગુલામ અહમદ કાદયાનીની નબીનો દાવો કરવા પહેલાની કિતાબો પઢવા આપીને, પોતાને મુસલમાન જાહેર કરીને એક સાદા મુસલમાનને કાદયાનીયતની જાળમાં એવો લપેટી લેવામાં આવે છે કે, છેવટે તે પોતાના દીનથી હાથ ધોઈ નાંખે છે. આ ફક્ત કલ્પનાઓ નથી. મારો પોતાનો જાતી અનુભવ છે. એક મુબલ્લીગને કેવી રીતે તૈયાર કરવામાં આવે છે તે વાંચો ! જેમ કે ખુદ મને આંધ્રપ્રદેશના કાદયાની મુબલ્લીગે જણાવ્યું કે, સારી તઅલીમના નામે હોશિયાર છોકરાઓને કાદયાન

મોકલવામાં આવે છે. ત્યાં તેમને જવાનીની રંગીનીથી ભરેલો વી.સી.આર.વાળો રૂમ આપવામાં આવે છે. તેમની સેવા–ચાકરી માટે જવાન છોકરીઓને રાખવામાં આવે છે. અંત આપ સમજી શકો છો. આ દરમ્યાન રૂમમાં પહેલેથી છુપાવેલા કેમેરાથી ફિલ્મ ઉતારી લેવામાં આવે છે. પછી આ ફિલ્મ વડે તેને બ્લેકમેઈલ કરી દેશભરમાં જરૂરતની જગ્યાએ કાદયાનીયતની તબ્લીગ અર્થે મોકલવામાં આવે છે. જો તે આનાકાની કરે તો ધમકી આપવામાં આવે છે કે, તારી ગંદી વિડીયો ફિલ્મ તારા ઘરવાળાઓને બતાવીશું !

આ છે આપણી ગફલતનો નતીજો કે, જ્યાં હક પરસ્ત જવાં તૈયાર નથી ત્યાં બાતિલ પરસ્ત પહોંચીને પોતાનું કામ શરૂ કરી દે છે.

મુસ્લિમ ભાઈઓ ! આ તો ગુજરાતના પછાત ગામડા–ઓની કહાની છે. અને દીનદાર ગામો તથા શહેરોનો હાલ પણ સારો નથી. ઘણા દીનદાર ભાઈ–બહેનોને કાદયાની ધર્મ શું છે ? તેમના અકીદા તથા પ્રોગ્રામો શું છે ? તેમનો ઈતિહાસ કેવો છે ? અને ભવિષ્યના ઈરાદાઓ શું છે ? ખત્મે નુબૂવ્વતનો અકીદો કેટલો જરૂરી છે ? આ બધી બાબતોનું બિલ્કુલ જ્ઞાન નથી. આ કિતાબ લખવાનો હેતુ એ જ છે કે દરેક મુસલમાન સાચા ઈસ્લામી અકીદાનું જ્ઞાન ધરાવવાની સાથે ઈસ્લામ વિરુદ્ધ થતી પ્રવૃત્તિઓથી પણ સજાગ રહે. જેથી પોતાના તથા ઘરવાળાઓના ઈમાનની હિફાઝત કરી શકે. અલ્લાહપાક મૌત સુધી દરેક ઈમાનવાળાના ઈમાનની હિફાઝત ફરમાવે, આમીન.

## ઈસ્લામ અને કાદયાની ધર્મ વચ્ચેનો ફર્ક :

કાદયાનીઓ વિશેની પ્રાથમિક વિગતો રજૂ કરૂં છું, જેથી સામાન્ય મુસ્લિમોને તેની હકીકતનો ખ્યાલ આવે. અંગ્રેજોના સમયમાં કાદયાન (પંજાબ)માં અંગ્રેજોની જ સહાયતાથી એક વ્યક્તિ મિરઝા ગુલામ અહમદે જુઠા નબીનો દાવો કર્યો હતો. તે સમયના બધા જ ફિરકાના આલિમોએ તેનો વિરોધ કર્યો હતો. તે સમયે અમુક ભોળા મુસ્લિમો તેની જાળમાં ફસાય ગયા હતા.

આજે પણ ઘણા મુસ્લિમો અજાણતા, અભણતા અને ગલત સમજને લઈ એમ સમજે છે કે, કાદયાની મઝહબ મુસ્લિમોના ઘણા બધા ફિરકા અને પંથોની જેમ એક મુસ્લિમ ફિરકો છે. એટલા માટે તે કાદયાની ધર્મને ઈસ્લામથી અલગ ધર્મ સમજતા નથી. હાલાંકે કાદયાની ધર્મની માન્યતાઓ (અકીદાઓ) કાયદાઓ, સિધ્ધાંતો અને ઈસ્લામી માન્યતાઓ વચ્ચે તેટલો જ (બલ્કે તેનાથી વધારે) ફર્ક અને વિરોધાભાસ છે, જેટલો યહૂદી, ખ્રિસ્તી, હિંદુ અને અન્ય ધર્મો વચ્ચે ફર્ક છે. જે માણસ મુસલમાન હોય તો કાદયાની અકીદાઓ મુજબ કોઈપણ રીતે કાદયાની થઈ શકતો નથી. અને જે કાદયાની અકીદાઓ ધરાવે છે તે ઈસ્લામી અકીદાઓ પ્રમાણે મુસલમાન થઈ શકતો નથી.

તમામ અંબિયાએ કિરામની પાક–પવિત્ર ઝીંદગીનો નકશો આપણા સમક્ષ કુર્આન શરીફ અને હદીષ શરીફમાં બતાવવામાં આવ્યો છે. તેમણે પોતાના ઉમ્મતીઓને તેમની

સિવાય બીજા નબીઓનો આદર અને માન–મર્યાદા જાળવવાનો આદેશ આપ્યો હતો. જ્યારે કાદયાનીએ બધા જ નબીઓનો અનાદર અને અપમાન કર્યુ છે તથા જુઠ, આક્ષેપબાઝી અને ખરાબ શબ્દોથી પોતાના વિરોધીઓને સંબોધ્યા છે.

નબીઓએ પોતાના સમયમાં કરેલી ભવિષ્યવાણીઓ અલ્લાહપાક તરફથી હોવાને લઈ ખુદાઈ મદદ સાથે તે ભવિષ્યવાણીઓ હંમેશા સાચી પડી છે. અને કાદયાનીએ જુઠો નબીનો દાવો કરી ઘણી બધી ભવિષ્યવાણીઓ વર્ષ, દિવસ અને તારીખ સાથે જણાવી, પરંતુ અલ્લાહપાકે તેના જુઠને ખુલ્લુ પાડવા એની તનતોડ કોશીશો છતાં બધી જ ભવિષ્યવાણીઓ જુઠ્ઠી પાડી લોકો સમક્ષ એને ખુલ્લો પાડી દીધો. કોઈપણ નબીએ પોતાના સમયની ઝાલિમ અને અત્યાચારી સત્તાને સાથ આપ્યો નથી, બલ્કે તેનો વિરોધ કર્યો છે. જ્યારે કાદયાનીએ અંગ્રેજી સામ્રાજ્યવાદની ચાપલોસી અને પગચંપી કરી છે. પોતાના પુસ્તકોમાં ઘણી જગ્યાઓએ અંગ્રેજોના વખાણ કર્યા છે. પોતાને તેમનો ગુલામ અને મહાન આજ્ઞાપાલક બલ્કે એજન્ટ સાબિત કર્યો છે.

એક કાદયાની લખે છે કે, આ વાત બિલ્કુલ ગલત છે કે હમારા અને ગેરઅહમદી (મુસ્લિમો) લોકો વચ્ચેનો વિવાદ આંશિક અને શાખાકીય વિવાદ છે. હમારા વિરોધીઓ હઝરત મિરઝા સાહેબની નબૂવ્વતનો ઈન્કાર કરે છે પછી આ વિવાદ કેમ કરીને આંશિક કહેવાય.

*[હવાલો : મજમુઆ ફતાવા અહમદિયા, પેજ–૨૭૪]*

મિર્ઝા બશીરૂદ્દીન લખે છે કે, મિર્ઝા કાદયાનીના શબ્દો મારા કાનોમાં ગુંજે છે કે, આપે ફરમાવ્યું કે આ વાત ગલત છે કે બીજા લોકો (મુસલમાનો)થી હમારો ઈખ્તેલાફ (વિરોધ) ફક્ત હઝરત ઈસા અલૈહિસ્સલામની વફાત અથવા અમુક નાના મસ્અલા વિશે છે. બલ્કે અલ્લાહ તઆલાની ઝાત, રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ), કુર્આન, નમાઝ, રોઝા, હજ્જ, ઝકાત મતલબ કે આપે (મિર્ઝા) વિગતવાર વર્ણન કર્યું કે એક એક અંશમાં અમારો એમનાથી (મુસલમાનો) ઈખ્તિલાફ છે.

*[ખુત્બા જુમ્આ, અખ્બાર અલ્ફઝલ, ૩ જુલાઈ ૧૯૩૧]*

મિર્ઝાના નબૂવ્વતના જુઠા દાવા પછી નુબૂવ્વતના ઉંચા મકામનો એહતેરામ અને અદબ બાકી ન રહયો. અને ગમે તેવા ખરાબ, અય્યાશ અને બદમાશોએ નુબૂવ્વતનો દાવો કરવા માંડયો. એને બાળકોનું રમકડું (નઉઝુબિલ્લાહ) સમજ્યા. અને મિર્ઝા પછી ફક્ત પંજાબની આજુબાજુમાં ઈ.૧૯૩૬ સુધીમાં સાત વ્યક્તિઓએ નુબૂવ્વતનો દાવો કર્યો.

એટલા જ માટે મૌ. મુહમ્મદઅલી લાહોરી પોતાના (કાદયાની) લોકોને સંબોધીને કહે છે કે, જો મિર્ઝા સાહેબનો આ અકીદો દુરૂસ્ત હોય કે નબીઓ આવતા રહેશે. અને હજારો આવશે, આ હજારો સંપ્રદાયો એકબીજાને કાફિર કહેશે, તો પછી ઈસ્લામી એકતા કેવી રીતે બાકી રહેશે ? અને આ પણ માની લો કે આ બધા નબી અહમદી (કાદયાની) જમાઅતમાંથી જ થશે તો પછી કાદયાની જમાઅતના કેટલા ટુકડા થશે ?

અત્રે હું ટૂંકમાં મુસલમાનો અને કાદયાનીઓ વચ્ચેના અસલ ઈખ્તેલાફ (વિરોધાભાસ)નું વર્ણન કરૂં છું. જેનાથી દરેક મુસ્લિમ ભાઈને ખ્યાલ આવી જશે કે કોઈપણ મુસલમાન ઈસ્લામી અકીદા માનવાને લઈ કાદયાની નથી થઈ શકતો. અને કાદયાની કોઈપણ સંજોગોમાં મુસલમાન નથી થઈ શકતો. આ બધા જ હવાલાઓ કાદયાનીઓની કિતાબોથી (જે દારૂલ ઉલૂમ માટલીવાલાની લાયબ્રેરીમાં મૌજુદ છે) લેવામાં આવ્યા છે.

[૧] પ્રથમ વિરોધાભાસ : મુસલમાનોના રસૂલ અને નબી જનાબ નબીએ અકરમ હઝરત મુહમ્મદે અરબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ છે. જ્યારે કાદયાનીઓના નબી મિરઝા ગુલામ અહમદ કાદયાની છે. અને આ વાત સ્પષ્ટ છે કે, નબીના બદલવાથી ધર્મ બદલાય જાય છે. મુસલમાનો યહૂદીઓ અને ખ્રિસ્તીઓથી એટલા માટે અલગ છે કે, તેમના નબીઓ અલગ છે. હાલાંકે મુસલમાનો પણ હઝરત મૂસા અલયહિસ્સલામ અને હઝરત ઈસા અલયહિસ્સલામ ઉપર ઈમાન ધરાવે છે. અને તેમને અલ્લાહપાકના રસૂલ માને છે.

[૨] બધા જ મુસલમાનોનો એકમતે અકીદો છે કે, હઝરત મુહમ્મદ ﷺ ખાતિમુન્નબીય્યીન અર્થાત્ અંતિમ અને છેલ્લા નબી છે. જેના વિશે કુર્આન શરીફ, અહાદિષે નબ્વી, સહાબાએ કિરામ, તાબિઈન અને ૧૪૦૦ વર્ષથી ઉમ્મતે મુહમ્મદિય્યહના બધા જ ફિરકાઓ અને પંથોના આલિમોની સહમતિ છે.

જ્યારે મિરઝા કાદયાની તથા તેના માનવાવાળા કહે છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અંતિમ નબી નથી. મિરઝા કાદયાની પણ (નઉઝુબિલ્લાહ) નબી છે.

[૩] તમામ મુસ્લિમોનો અકીદો છે કે, આખિરતની કામ્યાબી અને સફળતા માટે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉપર ઈમાન લાવવુ કાફી છે.

જ્યારે કાદયાની ધર્મવાળોનો અકીદો છે કે, આખિરતની કામ્યાબી માટે મિરઝા કાદયાની ઉપર ઈમાન લાવવું જરૂરી છે. જેમકે મિરઝા લખે છે કે, કોઈ માણસ કુર્આન શરીફ અને હદીષ શરીફના એક એક શબ્દ ઉપર પણ અમલ કરે, પરંતુ મિરઝા સાહેબને નબી ન માને તો તે તેવો જ કાફિર છે, જેવાકે યહૂદી અને ખ્રિસ્તી અને બીજા કાફિરો. અને મિરઝા સાહેબના બધા જ ઈન્કાર કરવાવાળા વ્યભિચારી અવલાદ છે. *[કાદયાની મઝહબ : પેજ–૧૩૨]*

[૪] મુસલમાનોનો અકીદો છે કે, કુર્આન શરીફની તે જ તફસીર ભરોસાપાત્ર છે, જે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવી અને ત્યાર બાદ સહાબાએ કિરામ તથા તાબિઈનની તફસીરનો દરજો છે.

મિરઝા સાહેબનો અકીદો છે કે, કુર્આન શરીફની તે જ તફસીર ભરોસાપાત્ર ગણાશે, જે હું બયાન કરૂં.

*[હુર્રે ષમીન : પેજ–૨૮૭]*

[૫] મુસ્લિમોનો અકીદો છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની હદીષો શરઈ દલીલ છે. અને તેની

પેરવી અને અમલ કરવો દરેક મુસ્લિમ ઉપર જરૂરી છે. જેમકે કુર્આન શરીફની આયતોમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ફરમાંબરદારી અને ઈતાઅતને અલ્લાહની ઈતાઅત કહેવામાં આવી છે. તથા મુહબ્બતે ખુદાવંદી માટે આપની વાત માનવી કુર્આન શરીફમાં જરૂરી ઠેરવી છે.

મિરઝા કાદયાનીનો અકીદો છે કે, જે હદીષ શરીફ મારી વહી પ્રમાણે ન હોય તેને (નઉઝુબિલ્લાહ) કચરાપેટીમાં ફેંકવામાં આવે. *[એઅજાઝે અહમદી : પેજ–૨૯]*

[૬] મુસલમાનોનો અકીદો છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પછી આવનાર કોઈપણ વ્યક્તિ ગમે તેટલો નેક અને સાલેહ હોય, પરંતુ તે નબીઓના દરજાથી વધી શકતો નથી.

જ્યારે કાદયાની પોતાને તમામ નબીઓથી (નઉઝુ–બિલ્લાહ) અફઝલ અને શ્રેષ્ઠ માને છે. *[દુર્રે ષમીન : પેજ–૨૮૭, ૨૮૮]* પોતાને હઝરત ઈસા અલયહિસ્સલામથી પણ શ્રેષ્ઠ અને અફઝલ માને છે. બલ્કે નઉઝુબિલ્લાહ હઝરત ઈસા અલયહિસ્સલામ વિશે તો એવા ગંદા શબ્દો, ગાળો અને આક્ષેપો લખે છે જેને લખવાથી કલમ પણ કાંપી ઉઠે.

*[એઅજાઝે અહમદી : પેજ–૧૩/૧૪, ઈઝાલતુલ્અવહામ : પેજ–૧૩૨, દાફિઉલ્બલા : પેજ–૨]*

[૭] તમામ મુસ્લિમોની સહમતી અને એકમતી છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સઘળા નબીઓથી અફઝલ છે.

જ્યારે કાદયાની પોતાને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી પણ અફઝલ કહે છે. અને લખે છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના મુઅજિઝા ફક્ત ત્રણ હજાર હતા. *[તોહફએ ગોલરીયા : પેજ–૪૦]* અને મિરઝા કાદયાનીના મુઅજિઝાની સંખ્યા દસ લાખ બતાવે છે.

*[બરાહીને અહમદીયા : ભાગ–૫, પેજ–૫૬]*

[૮] સઘળા મુસ્લિમો મક્કા મુકર્રમહ અને મદીના મુનવ્વરહને અફઝલ અને પવિત્ર જગ્યાઓ સમજે છે.

જ્યારે કાદયાની કાદયાન શહેરને (જે પંજાબ રાજ્યનું એક શહેર છે) મક્કા મુકર્રમહ અને મદીના મુનવ્વરહના બરાબર અફઝલ સમજે છે. *[બરાહીને અહમદીયા : પેજ–૫૫૮]* કાદયાનમાં મસ્જિદે હરામ અને મસ્જિદે અકસા છે. તથા કાદયાન શહેરમાં હાજરી આપવી હજ્જના બરાબર છે. કાદયાનમાં જન્નતી મકબરો છે. જે તેમાં દફન થશે તે જન્નતી હશે. *[મલ્ફુઝાતે અહમદીય્યહ : પેજ–૪૧૬, મુકાશફાતે મિરઝા : પેજ–૫૯, દુર્રે સમીન : પેજ–૫૨]*

મિરઝાના મુરીદોને સહાબી કહેવામાં આવે છે. તેમના કુટુંબીજનોને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના અહલે બૈત અને સય્યિદોનો દરજ્જો આપે છે. બલ્કે એટલી હદે આગળ વધી ગયા કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની જેમ (નઉઝુબિલ્લાહ) મિરઝા માટે સલાતો સલામ પઢવાને ફર્ઝ ગણવામાં આવે છે.

*[રિસાલા દુરૂદ શરીફ : લેખક ઈસ્માઈલ કાદયાની : પેજ–૧૩૬]*

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની પણ ઘણી જગ્યાએ તૌહીન અને ગુસ્તાખી કરી છે. જેના ઉલ્લેખથી કલમ ઈન્કાર કરે છે. ફક્ત હવાલા લખું છું. *[અરબઈન નં. ૪, પેજ–૧૪, ખુત્બએ ઈલ્હામિય્યહ : પેજ–૨૭૨, એઅજાઝે અહમદી : પેજ–૭૧]* એ જ પ્રમાણે હઝરત અબૂબક્ર સિદ્દીક રદી; હઝરત અલી રદી; હઝરત ફાતિમા રદી; હઝરત હુસૈન રદી; હઝરત અબૂ હુરૈરહ રદી. વગેરે સહાબાનું પણ ઘણા જ ખરાબ શબ્દોમાં વર્ણન કર્યુ છે. *[એઅજાઝે અહમદી : પેજ–૮૧, રૂહાની ખઝાઈન : ભાગ–૧૯, પેજ–૧૯૩, ભાગ–૧૮, પેજ–૨૧૩, ભાગ–૨૧, પેજ–૨૮૫/૪૧૦, ભાગ–૨૨, પેજ–૩૬]*

ખુલાસો એ કે ઈસ્લામ અને મિરઝાઈ–કાદયાનીનો ફર્ક બે ધર્મોના ફર્કની જેમ અકીદાનો ફર્ક છે. અમુક અંશોમાં વિવાદ નથી.

**ખત્મે નુબૂવ્વતની જરૂરત અને બરકતો :**

ઈસ્લામ ધર્મ અલ્લાહપાક તરફથી સંપૂર્ણ સુરક્ષાની ગેરંટી સાથે ઉતરેલ દીન છે. કુર્આન શરીફની સંખ્યાબંધ આયતો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ઘણી બધી હદીષો અને ઐતિહાસિક સાક્ષીઓ એની સત્યતા પૂરવાર કરવા માટે કાફી છે. કુર્આન શરીફમાં અલ્લાહપાકે બે વસ્તુઓ ઉપર વિશેષ ધ્યાન દોરવ્યું છે.

[૧] ઈસ્લામ ધર્મનું કામિલ (સંપૂર્ણ) હોવુ તથા દીનની સઘળી તઅલીમનું મુકમ્મલ હોવુ. જેની ઘોષણા અને એઅલાન આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉપર વહીની સૂરતમાં

છેલ્લી હજમાં અરફાના મુબારક દિવસે અરફાતના મેદાનમાં જુમ્આ પછી કરવામાં આવ્યું. આજે મેં તમારા માટે તમારો દીન (ધર્મ) સંપૂર્ણ કરી દીધો. અને તમારા ઉપર મારી નેઅમતોને પરિપૂર્ણ કરી દીધી. *[સૂરએ માઈદહ : આયત–૩]*

આ ઘોષણા મુજબ હવે ઈસ્લામમાં કોઈના તરફથી કોઈપણ પ્રકારનો વધારો–ઘટાડો કરવાની જરૂરત નથી. અને આયતે કરીમા **"ઈન્ના લહુલ હાફિઝુન"** અર્થાત્ હમે જ તેની સુરક્ષા કરવાવાળા છે. આ મુજબ તે કિયામત સુધી સંપૂર્ણ રીતે સુરક્ષિત રહેશે. માટે કોઈ નવી આસ્માની કિતાબ અને કોઈ નવા નબીની જરૂરત બાકી રહેશે નહીં.

[૨] અલ્લાહપાકે પોતાની સુરક્ષિત કિતાબમાં સ્પષ્ટપણે ચોખ્ખા શબ્દોમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના અંતિમ નબી હોવાની પણ ઘોષણા કરી આપી. અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે સંખ્યાબંધ સહીહ હદીસોમાં પોતાના અંતિમ નબી હોવાની સ્પષ્ટતા કરી દીધી. સાથે સાથે ઉમ્મતને ચેતવણી પણ આપી કે મારા પછી ત્રીસ માણસો જુઠી નબુવ્વતનો દાવો કરશે, તે બધા જ જુઠ્ઠા અને દજ્જાલ હશે. હાલાંકે મારા પછી કોઈ નબી આવશે નહીં. મારા ઉપર નબૂવ્વત અને રિસાલત ખત્મ કરવામાં આવી છે. અને ત્યારબાદ સઘળા મુસ્લિમોનું ઈમાન અને અકીદો રહ્યો કે, આપ ﷺ પછી કોઈ વ્યક્તિ કોઈપણ પ્રકારની નબૂવ્વતનો દાવો કરે, તેના વિશે વિચારવિમર્શની કોઈપણ જરૂરત બાકી રહેતી નથી. બલ્કે જે પ્રમાણે ખુદા હોવાના

દાવેદારને જુઠો સમજવામાં આવ્યો, તેવી રીતે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પછી નબુવ્વતના દરેક દાવેદારને ઉમ્મતના બધા જ વર્ગો અને ફિરકાઓએ જુઠો સમજ્યો.

કોઈ નવા નબી આવવા વિશે કુર્આન શરીફમાં કોઈ ઈશારો પણ કરવામાં આવ્યો નથી. બલ્કે સાફ સ્પષ્ટ શબ્દોમાં નવા નબી વિશે રદિયો આપવામાં આવ્યો છે. જ્યારે કે કુર્આન શરીફમાં કિયામત, જન્નત, જહન્નમ વગેરે બાબતોનું વિગતવાર વર્ણન છે.

**૬૪ સહાબાએ કિરામથી ખત્મે નુબૂવ્વતની હદીસો સાબિત છે :**

અલ્લામા કશ્મીરી રહ. અકીદએ ઈસ્લામમાં લખે છે કે, ખત્મે નુબૂવ્વતના બારામાં ૨૦૦ હદીસો છે. મૂફતી શફીઅ સા. (રહ.)એ પોતાની કિતાબ ખત્મે નુબૂવ્વતમાં બસો દસ (૨૧૦) હદીસો નકલ કરી છે. ખત્મે નુબૂવ્વત ઉપર સહાબાએ કિરામનો ઈજમાઅ (એકમત) છે. એટલા જ માટે તેમના યુગમાં નુબૂવ્વતના દાવેદાર 'મુસયલમહ' કઝઝાબ તથા અસ્વદે અનસીથી કોઈ દલીલ નુબૂવ્વતની માંગવાની જરૂરત મેહસુસ ન કરી. હાલાંકે આ બન્નેવ પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની નુબૂવ્વતને માનતા હતા.

ખત્મે નુબૂવ્વત ઈન્સાનો માટે રહમત છે કે, હવે બીજા કોઈ આઈડીયલ અને નમૂનાવાળી લાઈફ તથા માર્ગદર્શક માટે ફાંફા મારવાની જરૂરત નથી. હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના પાક પવિત્ર જીવનના વિવિધ પાસાઓ

આપણા માટે સર્વશ્રેષ્ઠ માર્ગદર્શક છે. તથા આપ ઉપર ઉતારેલ કુર્આન શરીફ આપણને જીવનના પ્રત્યેક સંજોગોમાં માર્ગદર્શન આપવા સમર્થ છે.

તમો દુન્યાના કોઈપણ ખૂણામાં જશો, તમને એક જ પ્રકારની પાંચ વખતની નમાઝ પઢતા લોકો જોવા મળશે. સરકારો બદલાશે, યુગો બદલાશે, લોકોની રહેણીકરણી બદલાશે. પરંતુ અઝાન, નમાઝ, રોઝા, હજ્જ, કુર્આન શ.ની તિલાવત, ઈસ્લામી અર્થતંત્ર તથા નિકાહ તલાકના મસ્અલા વગેરે બધું જ બુન્યાદી રીતે એક ઢાંચાવાળુ મળશે. નાના નાના મતભેદો છતાં ઉસૂલી અને કાનૂની કોઈ મતભેદ માલૂમ પડશે નહીં. આનું કારણ શું છે. આ બરકત છે, ખત્મે નુબૂવ્વત અને કુર્આન શરીફની છેલ્લી આસમાની કિતાબ હોવાની.

ખત્મે નુબૂવ્વત આ ઉમ્મતની વિશેષ્ઠતાઓમાંથી છે. એના કારણે ઉમ્મત બીજી રાહ ઉપર ભટકતી નથી. એક સહીહ અકીદાએ તેમને વૈચારિક, એકતા અતા ફરમાવી છે.

અલ્લામા ઈકબાલ રહ. લખે છે કે, અમારૂં ઈમાન છે કે ઈસ્લામ દીન અને ધર્મની હેસિયતથી અલ્લાહપાક તરફથી જાહેર થયો. પરંતુ ઈસ્લામ એક સોસાયટી અને મિલ્લતની હેસિયતથી રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના અકીદાથી જ બાકી રહી શકે છે. ખત્મે નુબૂવ્વત ઈસ્લામના સંપૂર્ણ દીન હોવાની નિશાની છે. જો આ અકીદો બાકી નહીં રહે, તો પછી ઉમ્મત ઉમ્મતો બની જશે.

જ્યાં સુધી મિરઝા ગુલામ અહમદ કાદયાની (કાદયાન

પંજાબ રાજ્યનું એક શહેર છે, જ્યાં મિરઝાનો જન્મ થયો હતો.)ના જુઠા દાવાઓનો સબંધ છે. તો એક સામાન્ય બુધ્ધિ ધરાવતો માણસ પણ જ્યારે એમની કિતાબો વાંચશે તો તે કાદયાનીની વાતોને તરત જ જુઠ્ઠી સમજશે. કારણકે તેની વાતો, અકીદાઓ અને દાવાઓમાં ઘણો જ વિરોધાભાસ, જુઠાણુ અને બુધ્ધિ તથા તર્કનો અભાવ છે.

સૌપ્રથમ કાદયાનીના પોતાના માટેના અલગ અલગ દાવાઓ એમની પોતાની કિતાબોના હવાલાઓ સાથે વાંચીશું, તો જુઠના ટોપલાઓ ખુલશે, અને એમની બુધ્ધિનું પણ પ્રદર્શન થશે.

**કાદયાની દાવાઓ :**

* હું મુહદ્દિસ છું. *[તૌઝીહુલ્મરામ : પેજ—૧૭]*
* હું મુજદ્દિદ છું. *[હમામતુલ્બુશ્રા : પેજ—૧૧૧]*
* હું મહદી છું. *[તઝકિરતુશ્શહાદતૈન : પેજ—૩૦૨]*
* હું ઈસા અલયહિસ્સલામની જેમ છું. *[તબ્લીગે રિસાલત : પેજ—૨૧]*
* ફારસી વ્યક્તિ છું. *[તોહફએ ગોલરીયા : પેજ—૩૯]*
* કૃષ્ણનો અવતાર છું. *[લેકચર સિયાલકોટ : પેજ—૩૩]*
* અંતિમ નબી છું. *[એક ગલતીકા ઈઝાલા : પેજ—૧૦૮]*
* ચીની નસલનો છું. *[તોહફએ ગોલરીયા : પેજ—૩૯]*
* હઝરત ઈસા અલયહિસ્સલામથી શ્રેષ્ઠ અને અફઝલ છું *[દાફિઉલ્બલા : પેજ—૨૦]*
* હઝરત હુસૈન રદીયલ્લાહુ તઆલા અન્હુથી અફઝલ છું. *[દાફિઉલ્બલા : પેજ—૧૩]*

* રસૂલ છું. (નઉઝુબિલ્લાહ) [દાફિઉલ્બલા : પેજ–૨૦]
* ખુદા છું. (નઉઝુબિલ્લાહ)
[આઈનએ કમાલાતે ઈસ્લામ : પેજ–૫૬૪]
* ખુદાનો પુત્ર છું. (નઉઝુબિલ્લાહ) [હકીકતુલ્વહી : પેજ–૮૬]
* ખુદાની પત્ની છું. (નઉઝુબિલ્લાહ)
[તતીમ્મહ હકીકતુલ્વહી : પેજ–૧૪૩]
* ખુદાનો બાપ છું. (નઉઝુબિલ્લાહ)
[હકીકતુલ્વહી : પેજ–૭૪]
* હજરે અસ્વદ છું. [ઝમીમા હકીકતુલ્વહી : પેજ–૪૧]
* આદમ છું. [નુસ્રતુલ્હક્ક : પેજ–૯૦]
* નુહ છું. [નુસ્રતુલ્હક્ક : પેજ–૮૬]
* ઈબ્રાહીમ છું. [નુસ્રતુલ્હક્ક : પેજ–૮૭]
* બધા જ નબીઓથી અફઝલ છું. (નઉઝુબિલ્લાહ)
[દુર્રે સમીન : પેજ–૨૮૭]
* મરીયમ છું. [હકીકતુલ્વહી : પેજ–૨૩૮ હાંશીયો]
* અલ્લાહનું ઘર છું. [હાશીયા અરબઈન : પેજ–૪]
* આર્યોનો બાદશાહ છું. [હકીકતુલ્વહી : પેજ–૧૫૫]
* વાઘ છું. [કરામાતુસ્સાદીકીન : પેજ–૫૪]
* અહમદે મુખ્તાર છું. [દુર્રે સમીન : પેજ–૨૮૭]

આ પ્રકારના સંખ્યાબંધ દાવાઓ અલગ–અલગ સમયે લોકો સમક્ષ કર્યા છે. આ બધા વિરોધાભાસ દાવાઓ પોતે કર્યા બાદ તેમને એ પણ ભાન નથી હોતું [કારણકે તેમને માનસિક રોગો, વાયુ, પાગલપણું, માથાનો દુ:ખાવો વગેરે બિમારીઓ હતી, જેમકે પોતાની કિતાબ મન્ઝુરે ઈલાહી :

પેજ—૩૪૮ તથા હકીકતુલ્વહી : પેજ—૩૦૭, સીરતુલ્મહદી, પેજ—૧૩ વગેરેમાં મિરઝાએ આ બિમારીઓનું વર્ણન કર્યુ છે.] કે મેં શું દાવો કર્યો. એટલે પાછા બીજી કિતાબોમાં આ દાવાઓનો ઈન્કાર પણ કરી આપે છે.

**લતીફો**—મિરઝાના એક માનવાવાળા ડો. શાહનવાઝ લખે છે કે, ઈલ્હામના દાવેદાર વિશે આ સાબિતી થઈ જાય કે તેને હિસ્ટેરિયા, માલીખોલિયા અને વાયુનો રોગ હતો તો તેના દાવાને રદ કરવા માટે બીજી કોઈ દલીલની જરૂરત રહેતી નથી. કારણકે આ એક એવી ખામી અને ઐબ છે કે તેની સચ્ચાઈની ઈમારતને જડમૂળમાંથી ઉખાડી ફેંકે છે.

*[રિસાલા રિવ્યુ ઓગષ્ટ ૧૯૨૬, પેજ—૬/૭]*

**કાદયાનીઓ તરફથી ધોકાબાઝી :**

મિરઝા કાદયાની નબી હોવાનો દાવો કરવામાં ત્રણ તબક્કાથી પસાર થયા. શરૂમાં સાફ અને સ્પષ્ટ શબ્દોમાં નબી હોવાના દાવાને કુફ્ર લખતા હતા. ત્યારબાદ મુજદ્દીદ, મુહદ્દિસ, મસીહે મૌઉદ અને મેહદીના દરજ્જાથી પ્રગતિ કરી છલાંગ લગાડી ત્રીજા તબક્કામાં ડાયરેકટ નબી અને પછી બધા જ નબીઓથી પોતાને અફઝલ લખવા માંડયા. તેમના છેલ્લા પત્રમાં નબી હોવાનો દાવો ફરીથી દોહરાવ્યો છે. જે ૨૩ મે ૧૯૦૮ના લખ્યો અને ૨૬ મે ના પ્રગટ થયો અને તે જ દિવસે મિરઝાનું મરણ થયું. માટે છેલ્લી વાતનો જ એઅતેબાર કરવામાં આવશે, કારણકે આ એમનો છેલ્લો અકીદો સાબિત થાય છે. *[મુબાહસએ રાવલપીંડી : પેજ—૧૩૬]*

કાદયાનીની કિતાબો વાંચવાથી આ વાત સ્પષ્ટ થાય છે કે, તેમણે પોતાની કિતાબોમાં ઘણુ જ ભેળસેળયા અને વિરોધાભાસ લખ્યું છે. તેમના લખાણમાં ઈમાનની વાતો પણ છે અને કુફ્રની પણ, ખત્મે નબૂવ્વતનો ઈકરાર છે, અને ઈન્કાર પણ. નબૂવ્વતનો દાવો પણ કર્યો છે, અને જુઠો દાવો કરનારને કાફિર પણ લખ્યો છે. આ પ્રમાણે દરેક વસ્તુનો પોતે દાવો પણ કર્યો છે, અને તેનો રદ પણ કર્યો છે. આની પાછળનો હેતુ એ છે કે, બધી વાતો ગોળ ગોળ રહે. કોઈ એક અકીદા ઉપર મુસ્લિમો તરફથી પકડ થાય. અને પડકારવામાં આવે ત્યારે બીજો અકીદો લખેલી કિતાબો બતાવે. અને પછી ફુરસદ તથા મોકો જોઈને પહેલા અકીદાની કિતાબોની તબ્લીગ થાય. આ પ્રમાણેની ધોકાબાઝીથી કાદયાનીઓ મુસ્લિમોમાં પોતાના ગલત અકીદાઓ ફેલાવે છે અને લોકોના ઈમાન લૂંટી લે છે. દાખલા તરીકે જ્યારે નબી હોવાના દાવાને પડકારવામાં આવે, ત્યારે પહેલા તબક્કાની કિતાબોનો હવાલો દેવામાં આવે, જ્યારે કાદયાની પોતે નબૂવ્વતના દાવાને કુફ્ર લખતા હતા.

## કાદયાનીની સેવાકિય પ્રવૃત્તિઓ ???

કાદયાનીની પચ્ચીસ વર્ષિય (લેખન સામગ્રી) કિતાબો જે આપણી સમક્ષ છે, તેને વાંચવાથી ખબર પડે છે કે તેમણે મુસ્લિમોની દીની–દુન્યવી, સામાજિક અથવા રાજકીય કોઈપણ પ્રકારની સેવા બજાવવાની જગ્યાએ ફક્ત અને ફક્ત અંગ્રેજોથી વફાદારી, અંગ્રેજો વિરૂધ્ધ જીહાદને હરામ ઠરાવવો, તથા હઝરત ઈસા અલયહિસ્સલામની હયાત અને

આસ્માન ઉપરથી ઉતરવા વિશેનો વાદવિવાદ અને સૌથી વધુ પોતાને નબી મનાવવા વિશે છે. તથા જે તેમના નબી હોવાનો ઈન્કાર કરે તેમને ખરાબથી ખરાબ શબ્દોમાં યાદ કરવા તથા તેમને ગાળો ભાંડવી છે. તેમની સંખ્યાબંધ કિતાબોમાં ફક્ત મુસ્લિમોમાં ફૂટફાટ અને લડાઈ–ઝઘડા ફેલાવવા સિવાય કોઈ સારી વાતો કે કોઈ રચનાત્મક પ્રોગ્રામ રજૂ કર્યો નથી. બલ્કે જ્યારે અંગ્રેજોએ મુસ્લિમ દેશો ઉપર નાજાઈઝ કબ્ઝો જમાવ્યો તથા પહેલા વિશ્વયુધ્ધમાં તુર્કી ખિલાફતની હાર થઈ, અને ઈરાક ઉપર અંગ્રેજોએ કબ્ઝો કર્યો, તો કાદયાનમાં અંગ્રેજોની જીત ઉપર ખુશીનો જશ્ન મનાવવામાં આવ્યો. એ જ પ્રમાણે પેલેસ્ટાઈનની બાબતે પણ તેમની હમદર્દી ઈઝરાઈલ સાથે હતી અને હાલમાં પણ છે. ઈઝરાઈલની કાદયાની મિશનરી અરબોમાં પોતાની ખંડાત્મક પ્રવૃત્તિઓ કરી રહી છે. ઈઝરાઈલ સરકારની રહેમ નજર તેમના ઉપર છે. જ્યારે કે ખ્રિસ્તી મિશનરીઓ ઈઝરાઈલમાં પોતાનું મિશન ઘણી યાતનાઓ વેઠીને ચલાવી રહી છે.

**ખાસ મહત્વની વાત :**

આ એક ખાસ વિચારવા જેવી બાબત છે કે, જ્યારે કાદયાની અલગ નબીનો દાવો કરે છે તો પછી કાદયાનીઓ પોતાની પ્રવૃત્તિઓ ફક્ત મુસ્લિમોમાં જ કેમ ચલાવી રહ્યા છે ? શા માટે હિંદુઓ, ખ્રિસ્તીઓ, પારસીઓ, શિખો, બૌધ્ધો અને જૈનો વગેરે બીજા ધર્મોના લોકોમાં તે પોતાના કાદયાની ધર્મનો પ્રચાર કરતા નથી. સાફ વાત સમજમાં આવે છે કે,

તેમનો હેતુ કોઈ અલગ ધર્મ તરીકે પોતાની આગવી ઓળખ અને સંસ્કૃતિ સ્થાપવાનો નથી. બલ્કે ફક્ત અને ફક્ત યુરોપિય તાકતોના હાથા બનીને ઈસ્લામ અને મુસ્લિમોને નુકસાન પહોંચાડવાનો એક જ મુદ્દાનો કાર્યક્રમ છે. અને એટલા જ માટે તેમણે અન્ય ધર્મોની જેમ પોતાની ધાર્મિક વિધિઓ, ક્રિયાઓ અને પરિભાષાઓ વગેરેના નામો અલગ રાખવાની જગ્યાએ મુસ્લિમોની જેમ ઈસ્લામિક સંસ્કૃતિના આધારે રાખ્યા છે. જેથી મુસ્લિમોને ઈસ્લામિક શબ્દો અને ઈબાદતોની માયાજાળમાં ફસાવી પ્યારા નબી જનાબ હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ ની રિસાલતથી મહરૂમ અને વંચિત કરી ઈમાનથી દૂર કરી આપે. અને એટલા જ માટે મુસ્લિમોના ધાર્મિક, આર્થિક, સામાજિક, વ્યવહારિક અને રાજકિય પ્રશ્નોથી એમને કોઈપણ જાતનો સબંધ ન છે, અને ન ભવિષ્યમાં પણ રહેશે.

કાદયાનીઓથી સવાલ છે કે, આ પણ અજીબ વાત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પછી ૧૩૦૦ વર્ષ સુધી કોઈ નબીની જરૂરત આ ઉમ્મતને ન પડી. અને કાદયાની પછી પણ ક્રિયામત સુધી કોઈ નબી આવવાના નથી. એટલે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અને ક્રિયામતના દરમ્યાન ફક્ત એક જ નબી એટલે કે ફક્ત કાદયાની સાહેબની જ મુસ્લિમોને જરૂરત છે ? વાહ ! કેવા નબી !! અને કેવી તઅલીમ લઈને આવ્યા હશે ? જ્યારે આ યુગ વિજ્ઞાન અને ટેકનોલોજીનો છે. તેમાં તો મુસ્લિમોને કોઈ મોર્ડન ટેકનિશ્યન નબીની જરૂરત વધારે હતી ? તમારા જેવા

જૂનવાણી વિચારો અને પૂરાણીશૈલીની ગાળો ભાંડવાવાળાની તો ઉમ્મતને કોઈ જરૂરત જ નથી. જરા વિચારો ! કયાં નબીઓની મુકદસ અને પવિત્ર હસ્તીઓ, તેમની પાકીઝા ઝિંદગી, ચેહરા ઉપરની નુરાનીય્યત, જેને એક યહુદી આલિમ (હઝરત અબ્દુલ્લાહ બિન સલામ રદી.) જોઈને એવુ કહી દીએ કે ખુદાની કસમ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ચેહરો કોઈ જુઠી વ્યકિતનો ચહેરો હરગીજ હોઈ શકતો નથી. તેમની પ્યારી અને મુકદસ તઅલીમના મુકાબલામાં મિર્ઝા સાહેબની વાતો જે સામાન્ય બુધ્ધિ અને વિવેક ધરાવતી વ્યક્તિના પણ ગળે ઉતરે તેમ નથી. અને જેમાં માનવજીવનને સહીહ માર્ગદર્શન આપવાની તો કોઈ વાતો જ નથી. પછી કયા મોઢે નુબૂવ્વતના દાવા થતા હશે ? જે મુસ્લિમોને કાફિર ઠેરાવે છે. તેમના જનાઝાની નમાઝ પઢવાનો ઈન્કાર કરે છે. આ અકીદાના આધારે જ પાકિસ્તાનના પ્રથમ વિદેશમંત્રી મી. ઝફરૂલ્લાહ કાદયાનીએ મી. મુહમ્મદ અલી ઝીણા જેવા મહાન નેતાના જનાઝહની નમાઝમાં હાજરી ન આપી હતી. તથા મિર્ઝાએ પોતાના એક આજ્ઞાંકિત પૂત્ર જે તેમને નબી ન માનતા હતા, તેમના જનાઝાની નમાઝ પણ ન પઢી હતી.

**અંગ્રેજોના એજન્ટ :**

ઈંગ્લેન્ડની એક દસ્તાવેજ "THE ARRIVAL OF BRITISH EMPIRE IN INDIA"માં છે કે, ઈસ્વીસન ૧૮૬૯માં ઈંગ્લેન્ડના રાજકીય લીડરો અને ખ્રિસ્તી પાદરીઓનું એક પ્રતિનિધિમંડળ મુસ્લિમોને ભારતમાં

કમજોર કરવા (કારણકે તે વખતે મુસ્લિમો જ બ્રિટીશ સામ્રાજ્યની વિરૂધ્ધ ચળવળમાં અગ્રેસર હતા) તથા અંગ્રેજોની વફાદારી માટે એમના દરમ્યાન ભાગલા પાડવા માટે ભારત આવ્યું. આ પ્રતિનિધિમંડળે ઈ.સ. ૧૮૭૦માં બે રિપોર્ટ રજૂ કરી, જેમાં દર્શાવવામાં આવ્યું કે, મુસ્લિમો પોતાના ધર્મગુરૂઓના ખાસ ચાહક છે. (અને તે લોકો જ આઝાદીની ચળવળમાં મહત્વની ભૂમિકા ભજવતા હતા.)

જો આપણને કોઈ એવો માણસ મળી જાય, જે નબીનો હવારી (સાથી) (**APOSTOLIC PROPHET**) હોવાનો દાવો કરે તો ઘણા લોકો તેની આજુબાજુ વિંટાઈ જશે, પરંતુ મુસ્લિમોમાં આવા કોઈ માણસને લાલચ આપવી મુશ્કેલ માલૂમ પડે છે. જો આ પ્રશ્ન હલ થઈ જાય તો પછી આવા માણસની નબૂવ્વતને બ્રિટીશ સરકારની સરપરસ્તીમાં ઘણી સારી રીતે આગળ વધારી શકાય છે. હવે જ્યારે સમગ્ર ભારત ઉપર આપણો કબ્ઝો થઈ ગયો છે, તો ભારતિય પબ્લીક અને મુસ્લિમોની આંતરિક બેચૈની અને આપસમાં લડાવવા માટે આ પ્રકારના અમલની જરૂરત છે.

*[અજમી ઈસ્રાઈલ : પેજ–૧૯, હવાલો–કાદયાની ફિત્નો : પેજ–૧૩૨]*

અંગ્રેજોને મિરઝા અહમદ કાદયાનીથી વધુ યોગ્ય માણસ આ કામ માટે મળી શકતો ન હતો. કારણકે અંગ્રેજોની વફાદારી અને મુસ્લિમ દુશ્મની મિરઝા સાહેબના કુટુંબમાં પહેલાથી જ ચાલતી આવી છે. જે એમને પણ વારસામાં મળી. મિરઝા કાદયાની તેનો એકરાર કરતાં લખે છે : હું એક

એવા કુટુંબથી છું, જે આ ગર્વમેન્ટનુ પાકકુ હમદર્દ અને શુભેચ્છક છે. મારા બાપ મિરઝા ગુલામ મુર્તઝા ગર્વમેન્ટની નજરમાં એક વફાદાર અને લાગણીશીલ માણસ હતા. જેમને અંગ્રેજ દરબારમાં ખુરશી મળતી હતી. ઈ.સ. ૧૮૫૭ (આઝાદીના સંગ્રામ)માં તેમણે પોતાની શકિતથી વધુ અંગ્રેજ સરકારની મદદ કરી હતી. એટલે કે પચાસ સવાર અને ઘોડાઓ (૧૮૫૭ના) બળવાના સમયમાં અંગ્રેજોની મદદ માટે મોકલ્યા હતા. *[કિતાબુલ્બરીય્યહ : પેજ–૧૩, રૂહાની ખઝાઈન : ભાગ–૧૩, પેજ–૪]*

અંગ્રેજ ઓફીસરો મિસ્ટર વિલ્સન તથા મિસ્ટર રોબર્ટ કેસટ કમીશ્નર લાહોરે આ વફાદારીઓના એકરાર કરતા પત્રો લખ્યા હતા. જેનો મિરઝા સાહેબ ઘણી ખુશીથી ઉલ્લેખ કરે છે. *[રૂહાની ખઝાઈન : ભાગ–૧૩, પેજ–૪]* એક જગ્યાએ પોતાને અંગ્રેજોના પાણી પાઈને ઉગાવેલ છોડ તરીકે સંબોધિત કર્યા છે. *[રૂહાની ખઝાઈન : ભાગ–૩, પેજ–૨૧]* મેં લગભગ પચાર હજાર કિતાબો મુસ્લિમ જગતમાં અંગ્રેજોની વફાદારી માટે લખીને અજોડ સેવા બજાવી છે. જેનો મને ગર્વ છે. *[સિતારએ કયસર : પેજ–૩, રૂહાની ખઝાઈન : ભાગ–૧૫, પેજ–૧૧૪]*

સર સય્યિદ અહમદે કાદયાનીની વિરૂધ્ધ લખ્યું તો એમના ઉપર તે વખતના ગવર્નરનો પત્ર આવ્યો કે તમો કાદયાનીઓની વિરૂધ્ધ કાંઈપણ ન લખો. આ સંગઠન અંગ્રેજોના ફાયદામાં છે. આ પત્ર ઘણા દિવસો સુધી અલીગઢ ના મ્યુઝિયમની તે ખાસ જગ્યામાં હતો, જ્યાં સર સય્યિદના પત્રો અને હસ્તલેખિત બીજી સામગ્રી રહેતી હતી.

**હિંદુ–મુસ્લિમ એકતામાં તિરાડ પાડવાના પ્રયાસો :**

મિરઝા સાહેબ હિંદુ અને ખ્રિસ્તી ધર્મ (ખાસ કરીને હઝરત ઈસા અલયહિસ્સલામ)ને ખરાબ ખરાબ ગાળો ભાંડતા હતા. અંગ્રેજ સરકારને વારંવાર શિકાયતો પહોંચવા છતાં તેણે આ વાતો ધ્યાનમાં ન લીધી. પરંતુ તેની ખરાબ અસર એ થઈ કે ખ્રિસ્તી મિશનરીવાળા ઈસ્લામ અને જનાબ નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની વિરૂધ્ધ લખવા–બોલવા માંડયા.

અંગ્રેજ સરકાર ભારતમાં પોતાની હુકૂમતને મજબૂત કરવા હિંદુ–મુસ્લિમોને લડાવવાનું એક બહાનું શોધતી હતી. મિરઝા સાહેબે પોતાની ખરાબ અને ગંદી ભાષા મારફતે બન્નેવ કૌમોને એકબીજાની વિરૂધ્ધ ઉશ્કેર્યા.

આર્ય સમાજી લોકો હિંદુ ધર્મના સુધારક અને પ્રગતિશિલ લોકો હતા. તેમનો સ્વભાવ હિંદુ ધાર્મિક સુધારણાનો હતો. તેમને ઈસ્લામથી કોઈ જ લેવાદેવા ન હતી. પંડિત દયાનંદ સરસ્વતીની આ શુધ્ધિકરણની ચળવળ પંજાબના ગ્રેજ્યુએટ હિંદુ ભાઈઓમાં ખાસી સફળ રહી. શ્રી લાલા લજપતરાય, ડો. ગોપીચંદ ભાર્ગો, ડો. સત્યપાલ વગેરે આર્ય સમાજી લીડરો હતા. અને સાથે આઝાદીની ચળવળના પણ અગ્રેસર હતા.

પરંતુ મિરઝા કાદયાનીએ હિંદુ ધર્મ પુસ્તકો, ખાસ કરીને વેદો વિરૂધ્ધ એલફેલ બકવાસ ચાલુ કર્યો. હાલાંકે ઈસ્લામી તઅલીમની રૂએ કોઈપણ ધર્મની વિરૂધ્ધ બોલવાની મનાઈ છે. આનું પરિણામ એ આવ્યું કે સ્વામી દયાનંદ સરસ્વતીનું

પુસ્તક "સત્યાર્થ પ્રકાશ" ૧૮૭૫ ઈ.માં જ્યારે છપાયું તો તેના બાર પ્રકરણો હતા. તેરમું અને ચૌદમું પ્રકરણ ન હતું. પરંતુ કાદયાનીએ પોતાના પુસ્તક 'બરાહીને અહમદિય્યહ'માં જ્યારે આર્ય સમાજ વિરૂધ્ધ લખ્યુ, તો ત્યાર પછી સ્વામી દયાનંદ સરસ્વતીના કોઈ શિષ્ય તરફથી તેરમા અને ચૌદમાં પ્રકરણનો વધારો કરી ચૌદમાં ઈસ્લામ અને જનાબ નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની શાનમાં ખરાબ શબ્દો લખવામાં આવ્યા. આનું કારણ ફક્ત અને ફક્ત કાદયાનીની ખરાબ કલમ હતી. જેણે આર્યસમાજીઓને ઈરાદાપૂર્વક ઉશ્કેર્યા. અને જ્યારે તે સમયના ઉલમાએ કિરામે કાદયાનીને આ પ્રકારના લખાણથી રોકયા કે આ ઈસ્લામી શિક્ષણની વિરૂધ્ધ છે, તો પોતાના પુસ્તક "ઈઝાલએ અવહામ"માં વધુ બકવાસ કર્યો.

પંજાબમાં આ પહેલાં હિંદુ–મુસ્લિમ હુલ્લડ કદાપી થતા ન હતા. પરંતુ મિર્ઝાના આ બકવાસે હિંદુ–મુસ્લિમ એકતામાં તિરાડ પાડી પોતાના આકા અંગ્રેજની નાપાક સ્કીમો પૂરી કરી. સાથે આર્યસમાજીઓને ભડકાવીને ઈસ્લામ વિરૂધ્ધ લખવા મજબૂર કર્યા. જે આ પહેલા ન થતું હતું. મિર્ઝા ગાળો ભાંડવામાં ઘણા નિષ્ણાંત હતા. એમના બે કામો હતા : (૧) પોતાના હરીફોને ગાળો ભાંડવી, (૨) અંગ્રેજ હાકેમોને તેમની વિરૂધ્ધ ઉશ્કેરવા.

**કાદયાનીના વિવિધ કારનામા :**

* મુસ્લિમોમાં પોતાની જુઠી નુબૂવ્વતનો ઢોંગ રચીને

વિખવાદ અને ઝઘડો ફસાદ ફેલાવ્યો.

* ભારતની વિભિન્ન કૌમો અને સંપ્રદાયો દરમ્યાન ફસાદ મચાવ્યો.
* પોતાના પુસ્તકો દ્વારા ધાર્મિક બાબતોમાં ગાળો ભાંડવાનો રિવાજ ચાલુ કર્યો.
* બ્રિટીશ સામ્રાજ્યની વફાદારીને ધાર્મિક માન્યતાનો દરજ્જો આપી ઈલ્હામી સનદ દીધી.
* જનાબ નબીએ અકરમ ﷺ ની ઉમ્મતમાં પોતાની ઉમ્મત પેદા કરી. અને પોતાને નબી ન માનનારા લોકોને કાફિર ઠરાવી મુસ્લિમોની પરેશાનીઓમાં વધારો કર્યો. તેમની તકલીફો ઉપર ખુશીઓ મનાવી.
* મુસ્લિમ દેશોમાં તબ્લીગ મિશનની આડ હેઠળ યુરોપ, ઈઝરાઈલ તથા અમેરીકા માટે જાસૂસી કરી.
* કાદયાનીએ નબીનો દાવો કર્યો.
* પોતાની વહીને કુર્આન શરીફની જેમ અને તેના મરતબા પ્રમાણેની વહી ઠેરાવી.
* સ્પેશિયલ અલગ ધર્મનું એલાન કર્યું.
* તમામ નબીઓની તૌહીન—અપમાન કર્યું.
* નબીઓની વિશેષ્ઠતા પોતાના માટે સાબિત કરી.
* મઝાક અને ઠઠ્ઠા—મશ્કરી રૂપે નબીઓની નકલ કરી.
* ઈસ્લામના બુન્યાદી અકીદાઓનો ઈન્કાર કર્યો.
* પોતાને માનવાવાળા સિવાય બધા જ મુસ્લિમોને કાફિર ઠેરવ્યા.

* કુર્આન શરીફની તે આયતો જેમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ વિશે વર્ણનો છે, તેને પોતાના ઉપર બંધબેસતા કરી દાવો કર્યો કે આ આયતો મારા વર્ણન વિશે ઉતારવામાં આવી છે.

* હઝરત મરયમ રદી.ને નઉઝુબિલ્લાહ "વ્યભિચારી" લખ્યા છે.

કાદયાની કોઈ ઈલ્મી સલાહિય્યત અને લાયકાત ધરાવતા ન હતા. અરબી ભાષાના પણ ઠેકાણા ન હતા. [હકીમ નુરૂદ્દીને મૌ. મુહમ્મદ હુસેન બટાલવી સમક્ષ ધીમા સ્વરે કબૂલ કર્યું કે આ કાદયાની કિતાબો (લિટરેચર) તેમના દિમાગની ઉપજ છે.] બીજાના લેખો ચોરીને પોતાનું નામ લખી દેતા હતા. સુફિયાએ કિરામની વાતો સમજી શકતા ન હતા. એટલા માટે પોતાની મરજીથી તફસીર કરતા હતા. બે માણસો "બાબ" અને "બહાઉદ્દીન"ના ગુમરાહ લેખોને પોતાની કિતાબોમાં ઉતારી પોતાના નામે છપાવતો હતો. જ્યારે "બાબ અને બહાઉદ્દીન"ની કિતાબો છપાઈને આવી, ત્યારે ઉલમાએ કિરામ સામે આ ભેદ ખૂલ્યો કે કાદયાનીના થેલામાં જે કાંઈ છે, તે તો બહાઉદ્દીન અને બાબ સાહેબની રહેમો કરમને આભારી છે.

આ વિચારવા જેવી વાત છે કે, કાદયાનીએ પોતે સૌ પ્રથમ બધાને કાફિર ઠેરવ્યા. અને પોતાને નબી ન માનનારાને "વ્યભિચારી અવલાદ" જેવા ગંદા નામોથી સંબોધ્યા. ત્યારબાદ ઉલમાએ કિરામે તેમની બકવાસ અને ગંદા

અકીદાને લઈ તેમના કાફિર હોવાનો ફત્વો આપ્યો. આ રીતે સૌપ્રથમ કાફિર કહેવાનો ગુનોહ તો કાદયાનીએ કર્યો.

**નબીના દાવા માટે યોગ્ય સમયની પસંદગી :**

હઝરત મૌલાના અલીમીંયા નદવી રહ. લખે છે કે, મિર્ઝા સાહેબની કિતાબોના વાંચનથી સ્પષ્ટ થાય છે કે, તેમણે અલગ અલગ પ્રકારના કરેલા દાવાઓ પાછળ એક ખાસ પ્રકારનું ગણિત અને વ્યવસ્થિત ગોઠવેલ માળખુ હતું. તેમણે આ બધી મંઝિલો પસાર કરવા અને તેનું એલાન કરવા માટે ઘણી ધીરજ અને ચોકસાઈથી કામ લીધું. સૌપ્રથમ ઈલ્હામને (દિલમાં અલ્લાહ તઆલા તરફથી કોઈ વાત આવવી) આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સંપૂર્ણ ફરમાંબરદારીનો એક અવિભાજ્ય અંગ અને કુદરતી પરિણામ સાબિત કર્યું. અને દાવો કર્યો કે ફનાફિર્રસૂલ પછી ચોક્કસ ઈલ્હામ પ્રાપ્ત થાય છે. ત્યાર બાદ પોતાના માટે સ્પષ્ટપણે નબીનો દાવો કરવાની જગ્યાએ ફક્ત નુબૂવ્વતની સિફાત (વિશેષણો) અને વિશિષ્ટતા (ખુસૂસીય્યત) ઉપર ચર્ચા કરી. અને દાવો કર્યો કે આ સિફાત અને ગુણો ઉમ્મતીઓને પણ નબીના તાબે થઈ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણેની લોજીક (મન્તિક) અને બુધ્ધિનો તકાદો હતો કે, એક દિવસ મિર્ઝા સાહેબ નબીનો દાવો કરે. એમ માલૂમ પડે છે કે એના માટે મુનાસિબ માહોલ અને ઘડીની રાહ જોઈ રહયા હતા. અને સંપૂર્ણપણે યકીન કરવા માંગતા હતા કે, શું લોકોની અકીદત અને ફરમાંબરદારીનો જઝબો એ દરજ્જે પહોંચી ગયો છે કે, તેમના બીજા દાવાઓની

જેમ આ દાવો પણ કબૂલ કરી લે. છેવટે તે સમય પણ આવી ગયો અને સન ઈ.૧૯૦૦ની વાત છે કે એમના એક મૂરીદ અને ચેલા મૌલ્વી અ.કરીમે જુમ્આના ખુત્બામાં જ મિર્ઝા માટે નબી અને રસૂલના શબ્દો વાપર્યા. જેનો બીજા મૌલ્વી અહસન અમરોહીએ વિરોધ કર્યો તો મૌ. અ.કરીમે પાછો ખુત્બો પઢયો. અને તેમાં મિર્ઝા કાદયાનીને સંબોધીને (જે તે મજલીસમાં હાજર હતા) કહયું કે જો હું ભૂલ અને ગલતી કરતો હોય તો હુઝૂર મને બતાવે. જ્યારે જુમ્આની નમાઝ થઈ ગઈ અને કાદયાની જવા લાગ્યા તો મૌ. અ.કરીમે પાછળ થી કપડાં પકડી લઈ દરખ્વાસ્ત કરી કે, જો મારા (નબી હોવાના) અકીદામાં ગળબડ હોય તો હુઝૂર સહીહ કરાવે. મિર્ઝાએ કહયું કે મૌલ્વી સાહબ હમારો પણ આ જ મઝહબ અને દાવો છે, જે તમે ખુત્બામાં બયાન કર્યો. આ પ્રમાણે મૌ. અ.કરીમ પાસે એલાન કરાવી પોતાના નબી હોવાનું તેમનાથી એલાન કરાવી દીધું. *[કાદયાનિયત : પેજ–૭૫]* આ પણ અજીબ નબી છે કે પોતાના નબી હોવાનું એલાન કરવાની હિંમત પણ ન હતી. એમના ઉમ્મતી એમની નુબૂવ્વતનું એલાન કરે છે, ત્યારે એમનામાં હિંમત આવે છે. નબીઓ આવા ડરપોક અને ગભરામણવાળા નથી હોતા. તે તો ડંકાની ચોટે પોતાના નબી હોવાનું એલાન કરતા હતા. ચાહે કોઈ માને અથવા ન માને, તેઓ નિડર થઈ એક અલ્લાહપાકનો પયગામ બધાને પહોંચાડતા હતા. હઝરત નૂહ અલયહિસ્સલામના એલાનનું કુર્આન શરીફ આ શબ્દોમાં વર્ણન કરે છે :

"જ્યારે તેમણે પોતાની કોમને કહયું : હે મારી કોમ !

જો તમારા ઉપર મારૂ રહેવું અને અલ્લાહની આયતોથી બોધ આપવું ભારે થઈ પડયું છે તો મેં તો અલ્લાહ પર જ ભરોસો કર્યો છે. તેથી હવે તમે સૌ પોતાના શરીકો સાથે મળી પોતાની યુક્તિનો નિર્ણય કરી (અજમાવી) લો. પછી તમને પોતાની યુક્તિમાં કોઈ શંકા રહેવા પામે નહિં. પછી મારી સાથે જે કરવું હોય તે કરી નાખો. અને મને જરા પણ મોહલત ન આપો." *[સૂરએ યુનુસ : આયત—૭૧]*

**કાદયાનીની અય્યાશી અને વૈભવવાળું જીવન :**

નબીઓનું જીવન અત્યંત સાદગીવાળુ રહેતુ હતું. દુન્યાના ભૌતિકજીવન અને એશઆરામથી તેમને કોઈ સબંધ ન રહેતો હતો. તે તો પોતાને એક મુસાફિર સમજી જીવન વિતાવતા હતા. જ્યારે કાદયાનીના ઘરનો વૈભવ અને એશઆરામનું જીવન જોઈને તેમના મુરીદો પણ પરેશાન હતા. એક પ્રખ્યાત મુરીદ ખ્વાજા કમાલુદ્દીને એક દિવસ મૌલ્વી મુહમ્મદ અલી લાહોરી (અહમદિયા જમાઅતના અમીર)થી પ્રશ્ન કર્યો કે, પહેલાં અમે અમારી ઔરતોથી એવું કહેતા હતા કે, નબીઓ અને સહાબાએ કિરામ જેવું સાદગીવાળુ જીવન ગુઝારવુ જોઈએ. આવુ કહીને રૂપિયા બચાવી કાદયાન મોકલતા હતા. પરંતુ જ્યારે હમારી સ્ત્રીઓ પોતે કાદયાન ગઈ અને ત્યાંનો વૈભવ અને જાહોજલાલી જોઈ તો હમારા માથે ચઢી ગઈ. અને કહેવા લાગી કે તમે જુઠ બોલો છો. હમે તો કાદયાન જઈને નબી અને તેમના ઘરની સ્ત્રીઓનું જીવન જે અતિ વૈભવ અને ખર્ચાળુ જોયુ, હમારા જીવનમાં તો તેનો દસમો ભાગ પણ નથી. હમારા કમાયેલા

રૂપિયાથી તે લોકો મોજ—મઝા અને અય્યાશી કરે છે. અને તમે હમોને જુઠુ બોલીને ધોકો દેતા રહયા. હવે અમે તમારા ધોકામાં આવી એક પણ રૂપિયો કાદયાન મોકલીશું નહીં.

*[કશ્ફુલ્ઈખ્તિલાફ : પેજ—૧૩, લેખક : સુરૂરશાહ કાદયાની]*

**મિર્ઝાના જૂઠા હોવાની દલીલો :**

* જેટલી ભવિષ્યવાણીઓ કરી તે (અંદાજે પચ્ચીસથી વધુ) બધી જ જુઠી સાબિત થઈ.

* પોતાને 'મસીહે મૌઉદ' એટલે કે હઝરત ઈસા (અલૈ.) સાબિત કરવા માંગે છે, પરંતુ કુર્આન શરીફ અને હદીષ શરીફમાં હઝરત ઈસા અલયહિસ્સલામની ઘણી બધી નિશાનીઓનું વર્ણન છે, તેમાંથી એકપણ નિશાની કાદયાનીમાં મૌજુદ નથી. આ પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો મોઅજિઝો છે કે બીજા કોઈપણ નબી વિશે આટલુ વિસ્તાર—પૂર્વક વર્ણન નથી આવ્યું, જેટલું હઝરત ઈસા અલૈહિસ્સલામ વિશે આવ્યું છે. એટલે અલ્લાહપાકે ભવિષ્યના "હઝરત ઈસા" કે "ઈસા જેવા" હોવાના જુઠા દાવેદારો માટે નિશાની—ઓની ઓળખ આપી દરવાજા બંધ કરી દીધા.

* નબી હોવાનો માપદંડ એ છે કે તેમની અમલી ઝિંદગીની પવિત્રતા, મુકમ્મલ શરાફત, ઉચ્ચ અખ્લાક વગેરે લોકો માટે આદર્શરૂપ હોય. તેમની તઅલીમમાં વ્યાપકતા, વિશાળતા અને તે યુગને અનુસાર જીવનના બધા પ્રશ્નોની છણાવટ તથા તકાદાઓનો સમાવેશ થતો હોય. જ્યારે કાદયાની પાસે જુઠા ઈલ્હામો અને ગાળો સિવાય કાંઈ જ ન હતું.

*   નબીઓનો મામલો અલ્લાહપાકની મરજીને તાબે હોય છે. બહારના દબાવ, મશ્વેરા અને ચર્ચા વિચારણા હેઠળ નથી હોતો કે, કોઈ ખલીફા કે મુરીદ નબી હોવાનો દાવો કરવાનો મશ્વેરો આપે. જેમકે મિર્ઝા કાદયાની માટે 'મસીહે મૌઉદ' હોવાનો દાવો હકીમ નુરૂદ્દીન (કાદયાનીના ખલીફા)ના કહેવાથી ૨૪ જાન્યુ. ૧૮૯૧ના કરવામાં આવ્યો.

*   નબીઓને પોતાના નબી હોવાના દાવા ઉપર સંપૂર્ણ વિશ્વાસ અને યકીન હોય છે. કારણકે તે એમનો પોતાનો દાવો નથી હોતો, અલ્લાહપાક તરફથી હુકમ હોય છે. જ્યારે મિરઝા કાદયાનીએ નબી હોવાના દાવામાં ગોળ ગોળ વાતો કરી છે. એટલા માટે કે એ જુઠા હતા. એમને પોતાના જુઠા હોવાનું યકીન હતું. જેથી બધા અવિશ્વાસિવ શબ્દો જેમકે, જોકે, અગર, મગર, થઈ શકે છે, સંભવિત છે, વગેરેથી પોતાની નુબૂવ્વત સાબિત કરી છે.

*   મિર્ઝા કાયદાનીના કહેવા પ્રમાણે કોઈની વાતોમાં વિરોધાભાસ હોવો એ તેના જુઠા હોવાની દલીલ છે. આ દાવાના આધારે એમની વાતોમાં જ એટલો બધો વિરોધાભાસ છે કે, એ બધા વિરોધાભાસો ભેગા કરીને ઉલમાએ કિરામે તેને અલગથી કિતાબીરૂપે છાપ્યા છે. કદાચ આજ સુધી કોઈપણ માણસની વાતોમાં આટલો બધો વિરોધાભાસ જમા નથી થયો. ગ્રિનિચ બુકમાં એમનો રેકોર્ડ નોંધવા લાયક છે. એ જ સાથે વિરોધીઓને ગાળો ભાંડવાનો રેકોર્ડ પણ કાદયાનીના ફાળે જ જશે. તેમાં પણ મહારથીઓને હરાવી

એમનો જ નંબર પહેલો રહેશે.

* જુઠનો પણ રેકોર્ડ કાયમ કર્યો છે. કુર્આન શરીફ, હદીષ શરીફ અથવા કોઈ આલિમની કિતાબોના હવાલા દેવામાં તથા તેમના વિરોધીઓએ કોઈ વાત ઉચ્ચારી ન હોય અથવા પોતાની કિતાબોમાં લખી ન હોય, બલ્કે તેમના ખ્યાલ તથા વિચારસુધ્ધામાં પણ ન આવી હોય, તો પણ કાદયાની તેમનું નામ લઈ જુઠો હવાલો આપી દે છે. આના પણ સંખ્યાબંધ નમૂના ઉલમાએ કિરામે હવાલા સાથે રજૂ કર્યા છે.

* મિર્ઝાને વાયુ તથા હિસ્ટેરીયાની બિમારી હતી. જેમાં માનસિક સ્થિતિ બરાબર હોતી નથી. જ્યારે કે નબીઓના દિમાગો અલ્હમ્દુલિલ્લાહ સંપૂર્ણ સ્વસ્થ અને તંદુરસ્ત હોય છે. આ પ્રકારની માનસિક બિમારીઓથી અલ્લાહપાકે નબીઓને બચાવ્યા છે.

* મિર્ઝા તરફથી જુઠા ઈલ્હામોની ભરમાર કરવી, જે વાસ્તવિકતા અને સચ્ચાઈથી ઘણી દૂર હોય સામાન્ય લોકોને પણ ગળે ઉતરે તેમ ન હતી. ઈસ્લામથી તો તેનો કોઈ જ સબંધ ન હતો. કારણકે ઈસ્લામ ઈલ્હામો ઉપર ચાલતો નથી. બલ્કે કુર્આન શરીફ અને હદીષ શરીફના સ્પષ્ટ આદેશોને આધિન રહી દીન ઉપર અમલ કરવામાં આવે છે.

ઉપરોક્ત બાબતો જે હમે લખી છે તેની સચ્ચાઈની દલીલ એ છે કે ૨૪મી ફેબ્રુઆરી ૧૮૯૯ ઈ.ના ડીસ્ટ્રીક્ટ મેજેસ્ટ્રીટ ગુરૂદાસપૂરની અદાલતમાં કાદયાનીએ એક તૌબા નામુ (માફીનામુ) પોતાની સહી તથા ખ્વાજા કમાલુદ્દીનની

ગવાહી સાથે રજૂ કર્યુ. જેમાં જુઠા ઈલ્હામો, જુઠી ભવિષ્ય–વાણીઓ, ગાળો ભાંડવી, તકલીફો આપવી, કોઈને દજ્જાલ, કાફિર કહેવો (ખાસ કરીને ગેરમુકલ્લિદ આલિમ મૌ. મુહમ્મદ હુસૈન બટાલવીનો નામ સાથે ઉલ્લેખ છે. જેમને કાદયાનીએ ઘણી જ ગંદી ગાળો આપી હતી) વગેરેથી માફી માંગી છે. આ માફીનામાના શબ્દો દર્શાવે છે કે, જે શબ્દોથી માફી માંગી છે, તે બધા જ શબ્દો આ પહેલા વધુ પ્રમાણમાં કહ્યા હશે. અને જજ સાહેબને પણ આની પાકી ખાત્રી થઈ ગઈ હતી. તેથી જ આ પ્રમાણે માફીનામું લખાવ્યું. અને કાદયાનીએ પણ કબૂલ્યું કે ભવિષ્યમાં આ પ્રમાણેના શબ્દો નહીં ઉચ્ચારૂ. મતબલ કે અત્યાર સુધી કહેતો હતો.

આ જુઠા નબીની વિરૂધ્ધ બધા જ મુસ્લિમો ચાહે તે કોઈપણ ફિરકાના હોય, દેવબંદી, બરેલી, શીયા–સુન્ની, ગેરમુકલ્લીદ, અહલે હદીષ, જમાતે ઈસ્લામી વગેરે બધાએ જ ગંભીરતાથી વિચારી એકજૂથ થઈ મક્કમતાથી મુકાબલો કરવો પડશે. કારણકે આ આપણા પ્યારા નબી જનાબ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની નબૂવ્વતના વિરૂધ્ધ બળવો છે. જેને કોઈપણ આશીકે રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) કદી પણ બરદાશ્ત કરી શકતો નથી.

માટે દરેક ફિરકાના આલિમો, જાણકારો અને મુબલ્લિગોએ આપણા સમાજના ભોળાભાળા મુસ્લિમોને સહીહ અકીદો સમજાવવો જોઈએ. અને જ્યાં મુસ્લિમોની વસ્તી ઓછી હોય, આર્થિક રીતે પછાત હોય ત્યાં નાના નાના

મદ્રસાઓ કાયમ કરવા જોઈએ. તેમની પ્રાથમિક જરૂરતો અનાજ, પાણી, લાઈટ વગેરેની વ્યવસ્થા કરવી જોઈએ. અમુક મોટા ગામોમાં બચ્ચોંકા ઘર સ્થાપવા જોઈએ, જ્યાં ગરીબ ગામડાઓના બચ્ચાંઓની બોર્ડિંગ–લોજીંગ સાથે સ્કૂલ–મદ્રસાની વ્યવસ્થા હોય, તેમને કિતાબો, ચોપડીઓ, નોટબુકો વગેરે ફ્રીમાં આપવાની વ્યવસ્થા કરવામાં આવે. અને જ્યાં કાદયાની લોકોની કોઈપણ પ્રકારની પ્રવૃત્તિઓનો અણસાર આવે તો ત્યાંના આગેવાનોને જાણ કરી ત્યાંના મુસ્લિમોમાં જાગૃતિ લાવવાની ભરપૂર કોશીશ કરવામાં આવે. આ બાબતે કોઈપણ જાતની સુસ્તી કે લાપરવાહી પાછળથી ઘણા મોટા નુકસાનમાં નાંખી દે છે.

અને જે મુસ્લિમો દુનિયાના ભૌતિક ફાયદાઓ માટે અથવા અંગત લાભ ખાતર કાદયાની બની ગયા છે. અથવા પ્રભાવિત છે, તેમનાથી વિનંતી છે કે તે આ મસ્અલાને મામુલી ન સમજે. આપણી દુન્યાની ઝિંદગી તો થોડા દિવસની છે. અને આખિરતની ઝિંદગી હમેંશાની છે. ત્યાં એક એક અમલનો બદલો મળશે. માટે મામૂલી દુનિયાના નફાને લઈ આખિરતની હમેંશાની તકલીફોમાં પોતાને ન નાંખે. મુકદરની રોઝી કોઈ છીનવી શકવાનું નથી. અને જે મુકદ્દરમાં નથી તે કોઈ આપી શકવાનું નથી. અલ્લાહપાક આપણા સૌના ઈમાનની હિફાઝત ફરમાવે, આમીન.

# ઈઝરાઈલ સાથે ગાઢ સબંધોનો પુરાવો

મિર્ઝા મુબારક અહમદ લખે છે કે, અહમદીયા મિશન હૈફા (Haifa) મુકામે સ્થિત છે. અને ત્યાં અમારી એક મસ્જિદ, એક મિશન હાઉસ, એક લાયબ્રેરી, એક બુક ડેપો અને એક સ્કૂલ છે. અમારા મિશન તરફથી "અલ બુશરા" નામી એક માસિક અરબી ભાષામાં પ્રગટ થાય છે. જેને ૩૦ અલગ–અલગ દેશોમાં મોકલવામાં આવે છે. મસીહે મવઉદ (મિર્ઝા ગુલામ અહમદ કાદિયાની)ના ઘણા બધા લેખોનું આ મિશન એ અરબી ભાષામાં રૂપાંતર કર્યું છે. પેલેસ્ટાઈનના ભાગલા પડવાથી મિશનને ઘણી અસર થઈ છે. અમુક મુસલમાનો જે હાલમાં ઈઝરાઈલમાં મૌજુદ છે. અમારૂં મિશન શક્ય તેટલી બધી જ મદદ એમને પુરી પાડી રહ્યું છે. અને મિશનના લઈને તેઓનો આત્મવિશ્વાસ બુલંદ છે. અમુક અરસા પહેલાં અમારી મિશનરીના લોકો હૈફાના મેયરને મળ્યા અને તેમની સાથે વાતચીત કરી. મેયરે વાયદો કર્યો છે કે અહમદીયા જમાઅત માટે હૈફાના નજીક કબાબીર (Kababeer)માં એક સ્કૂલ બનાવવાની મંજૂરી આપી દેશે. આ સ્થળ અમારી જમાઅતનું મરકઝ અને ગઢ છે. થોડાક અરસા પછી મેયર સાહેબ પોતે અમારી મિશનરીનું કામકાજ જોવા પધાર્યા. તેમની સાથે હૈફાના ચાર વરિષ્ઠ અગ્રણીઓ પણ હતા. તેમનું ઉષ્માભર્યું સ્વાગત કરવામાં આવ્યું. જેમાં જમાઅતમાં અગ્રેસર મેમ્બર અને સ્કૂલના વિદ્યાર્થીઓ શામેલ હતા. તેમના આગમનની ખુશીમાં એક સભાનું પણ આયોજન થયું. જેમાં તેમને એક આભારપત્ર અર્પણ કરવામાં આવ્યું. પાછા ફરતા પહેલાં મેયર સાહેબે પોતાનો અભિપ્રાય વિઝિટબુકમાં નોંધ કર્યો. અમારી જમાઅતના અસરકારક હોવાનો પુરાવો નીચે દર્શાવેલ એક નાનો પ્રસંગ છે. ઈ.સ. ૧૯૫૬માં જ્યારે અમારા મુબલ્લીગ (પ્રચારક) ચૌધરી મુહંમદ શરીફ રબવા (પાકિસ્તાન) પરત ફરી રહયા હતા. તે વખતે ઈઝરાઈલના રાષ્ટ્રપતિએ અમારી મિશનરીને સંદેશ મોકલ્યો કે ચૌધરી સાહેબ રવાનગીથી પહેલા તેઓને (રાષ્ટ્રપતિને) મળે. તકનો લાભ ઉઠાવીને ચૌધરી સાહેબે એક કુર્આન શરીફ જે જર્મન ભાષામાં હતું, રાષ્ટ્રપતિને અર્પણ કર્યું. જેનો સ્વીકાર આત્મસ્નેહની સાથે કર્યો. તદુપરાંત ચૌધરીનું રાષ્ટ્રપતિ સાથેનું ઈન્ટરવ્યુ ઈઝરાઈલના રેડિયો પર પ્રસારિત કરવામાં આવ્યું. અને તેમની મુકાલાતને પેપરોના પહેલા પાના પર હેડલાઈનથી દર્શાવવામાં આવ્યું.

લંડનથી પ્રગટ થયેલી એક કિતાબ "ઈઝરાઈલ–એ–પ્રોફાઈલ"માં આ રહસ્યનો ઘટસ્ફોટ કરવામાં આવ્યો છે કે, ઈઝરાઈલ હુકૂમતે પોતાની મિલેટ્રી (સેના)માં પાકિસ્તાની કાદીયાનીઓને ભરતી થવાની મંજૂરી આપી દીધી છે. આ કિતાબ પોલીટીકલ સાયન્સના એક યહૂદી પ્રોફેસર આઈ. આઈ. નોમાઈએ લખેલી છે. અને તેને "પાલ માલ સંસ્થા–લંડન"એ પ્રગટ કરી છે. આ કિતાબમાં એ પણ દર્શાવવામાં આવ્યું છે કે ઈ.સ. ૧૯૭૨ સુધીમાં ૬૦૦ પાકિસ્તાની કાદિયાની ઈઝરાઈલી સેનામાં ભરતી થઈ ચૂકયા હતા. *[નવાએ વક્ત–લાહોર, પેજ : ૫/૨૯, ડિસે. ૧૯૭૫]*

OUR FOREIGN

MISSIONS



A TABSHIR BOOK

MIRZA MUBARAK AHMAD

# ISRAEL MISSION

The Ahmadiyya Mission in Israel is situated in Haifa at Mount Karmal. We have a mosque there, a Mission House, a library, a book depot, and a school. The mission also brings out a monthly, entitled *Al-Bushra* which is sent out to thirty different countries accessible through the medium of Arabic. Many works of the Promised Messih have been translated into Arabic through this mission.

In many ways this Ahmadiyya Mission has been deeply affected by the Partition of what formerly was called Palestine. The small number of Muslims left in Israel derive a great deal of strength from the presence of our mission which never misses a chance of being of service to them. Some time ago, our missionary had an interview with the Mayor of Haifa, when during the discussion on many points, he offered to build for us a school at Kababeer, a village near Haifa, where we have a strong and well-established Ahmadiyya community of Palestinian Arabs. He also promised that he would come to see our missionary at Kababeer, which he did later, accompanied by four notables from Haifa. He was duly received by members of the community, and by the students of our school, a meeting having been held to welcome the guests. Before his return he entered his impressions in the Visitors' Book.

Another small incident, which would give readers some idea of the position our mission in Israel occupies, is that in 1956 when our missionary Choudhry Muhammad Sharif, returned to the Headquarters of the movement in Pakistan, the President of Israel sent word that he (our missionary) should see him before embarking on the journey back. Choudhry Muhammad Sharif utilized the opportunity to present a copy of the German translation of the Holy Quran to the President, which he gladly accepted. This interview and what transpired at it was widely reported in the Israeli Press, and a brief account was also broadcast on the radio.

( by Mirza Mubarak Ahmad )
( OUR FOREIGN MISSIONS )

## ખાસ મહત્વની વાત

આ એક ખાસ વિચારવા જેવી બાબત છે કે, જયારે કાદયાની અલગ નબીનો દાવો કરે છે તો પછી કાદયાનીઓ પોતાની પ્રવૃત્તિઓ ફક્ત મુસ્લિમોમાં જ કેમ ચલાવી રહ્યા છે ? શા માટે હિંદુઓ, ખ્રિસ્તીઓ, પારસીઓ, શિખો, બોધ્ધો અને જૈનો વગેરે બીજા ધર્મોના લોકોમાં તે પોતાના કાદયાની ધર્મનો પ્રચાર કરતા નથી. સાફ વાત સમજમાં આવે છે કે, તેમનો હેતુ કોઈ અલગ ધર્મ તરીકે પોતાની આગવી ઓળખ અને સંસ્કૃતિ સ્થાપવાનો નથી. બલ્કે ફક્ત અને ફક્ત યુરોપિય તાકતોના હાથા બનીને ઈસ્લામ અને મુસ્લિમોને નુકસાન પહોંચાડવાનો એક જ મુદ્દાનો કાર્યક્રમ છે. અને એટલા જ માટે તેમણે અન્ય ધર્મોની જેમ પોતાની ધાર્મિક વિધિઓ, ક્રિયાઓ અને પરિભાષાઓ વગેરેના નામો અલગ રાખવાની જગ્યાએ મુસ્લિમોની જેમ ઈસ્લામિક સંસ્કૃતિના આધારે રાખ્યા છે. જેથી મુસ્લિમોને ઈસ્લામિક શબ્દો અને ઈબાદતોની માયાજાળમાં ફસાવી પ્યારા નબી જનાબ હઝરત મુહમ્મદ મુસ્તફા صلی اللہ علیہ وسلم ની રિસાલતથી મહરૂમ અને વંચિત કરી ઈમાનથી દૂર કરી આપે. અને એટલા જ માટે મુસ્લિમોના ધાર્મિક, આર્થિક, સામાજિક, વ્યવહારિક અને રાજકિય પ્રશ્નોથી એમને કોઈપણ જાતનો સબંધ ન છે, અને ન ભવિષ્યમાં પણ રહેશે.



# કાદયાનીના વિવિધ કારનામા

- મુસ્લિમોમાં પોતાની જુઠી નુબૂવ્વતનો ઢોંગ રચીને વિખવાદ અને ઝઘડો ફસાદ ફેલાવ્યો.
- ભારતની વિભિન્ન કૌમો અને સંપ્રદાયો દરમ્યાન ફસાદ મચાવ્યો.
- પોતાના પુસ્તકો દ્વારા ધાર્મિક બાબતોમાં ગાળો ભાંડવાનો રિવાજ ચાલુ કર્યો.
- બ્રિટીશ સામ્રાજ્યની વફાદારીને ધાર્મિક માન્યતાનો દરજો આપી ઈલ્હામી સનદ દીધી.
- મુસ્લિમ દેશોમાં તબ્લીગ મિશનની આડ હેઠળ યુરોપ, ઈઝરાઈલ તથા અમેરીકા માટે જાસૂસી કરી.
- કાદયાનીએ નબીનો દાવો કર્યો.
- પોતાની વહીને કુર્આન શરીફની જેમ અને તેના મરતબા પ્રમાણેની વહી ઠેરાવી.
- સ્પેશિયલ અલગ ધર્મનું એલાન કર્યું.
- તમામ નબીઓની તૌહીન–અપમાન કર્યું.
- નબીઓની વિશેષ્ઠતા પોતાના માટે સાબિત કરી.
- ઈસ્લામના બુન્યાદી અકીદાઓનો ઈન્કાર કર્યો.
- પોતાને માનવાવાળા સિવાય બધા જ મુસ્લિમોને કાફિર ઠેરવ્યા.
- કુર્આન શરીફની તે આયતો જેમાં આપ ﷺ વિશે વર્ણનો છે, તેને પોતાના ઉપર બંધબેસતા કરી દાવો કર્યો કે આ આયતો મારા વર્ણન વિશે ઉતારવામાં આવી છે.
- હઝ. મરયમ રદી.ને નઉઝુબિલ્લાહ ‘વ્યભિચારી’ લખ્યા છે.